ન મેળવી શકાય એવું. * * * * * ધર્મનો લોપા મનુષ્યવધ અને મૃત્યુ, તથા મનુષ્ય જાતીનો નીરંકુશ અનાચાર ( થઇ ગયો હતો ): એવા સમયમાં દેવાનામ પ્રીયના અમુલ્ય નીતિ વચનો જેમાં જ્ઞાન તથા શાસ્ત્રનું તત્ત્વ સમાએલું છે તેનો ઉદય થયો, માતૃ તથા પિતૃની મર્યાદાશીળ સેવા; ધર્મગુરૂની મર્યાદાશીળ સેવા; મિત્ર તથા બાળક પ્રત્યે પ્રેમ, સગાં સંબંધીને તથા ચાકરોને ( બ્રાહ્મણ શ્રવણ ઇત્યાદીને ) દાન આપવાથી ભવની પીડા ટળી જાય છે; તદ્ઉપરાંત આવી બાબતમાં સતત ઉદ્યોગ કરવો એજ કીર્તિ છે. પાખંડ ધર્મ પાળનારો એવો કોઇ સમુહ નથી કે તેમાં જીવતા જીવને ઇજા નહીં કરવા બાબત તથા તેમને સંતુષ્ટ રાખવા બાબત દેવાનામ પ્રીયના જેવાં ફરમાનો છે તેવા સ્તોત્ય, હિતકારી તેમજ અતી ઉદાર ફરમાનો હોય, તેમજ તેની જેવી દયાયુક્ત પદ્ધતી હોય, * * * * અને વળી યુનાન દેશના રાજાઓ, જેનઃથી મીસર દેશના રાજાઓ, ટોળમીઓ એન્ટીગોનો, માગા * * * * પરંતુ આ દેશમાં અને પરદેશમાં જ્યાં જ્યાં દેવાનામ પ્રીયના ધર્મ સંબંધી કાનુન જાય છે ત્યાં ત્યાં ધર્માન્તર કરાવે છે. અર્થાત પોતાના મતમાં મેળવી લે છે; * * * * વિજય વિવિધ પ્રકારના છેઃ પરંતુ ખુશનુમા મનોવૃત્તિમાંથી ઉત્પન્ન થતી ખુશાલી જે વિજયથી મળે છે તે જાતે ખુશાલીરૂપ થઇ પડે છે; સદ્‌ગુણનો વિજય સુખ છે; સુખના વિજયને કોઇ પરાજીત કરી શકતું નથી; જેમાં વિશેષ કરીને સુખની પ્રતિતી રહેલી છેઃ—આવા વિજયની આ લોકની વસ્તુમાં અને પરલોકની વસ્તુમાં અપેક્ષા રાખવામાં આવે છે.

૧૪. "રાજા દેવવત્સળ પ્રિયદર્શિને આ સદાચરણની આજ્ઞા એક ઠેકાણે સંક્ષિપ્તમાં, બીજે ઠેકાણે થોડા વિસ્તારમાં, અને ત્રીજે

કેમકે સંપુર્ણ વિસ્તારમાં લખાવેલી છે જેથી દરેક સ્થળે તેનો સંપુર્ણ અમલ થતો હોય એમ જણાતું નથી; કારણ કે રાજ્ય મોકું અને જે મેં લખાવેલું છે એ ઘણું છે, જુદી જુદી બાબતમાં એક બીજા સાથે સંબંધ હોવાથી ઘણે ઠેકાણે પુનરોકિત પણ થયેલી છે જેથી લોકો તે રીતે મરજીપૂર્વક તે બાબતો ગૃહણ કરે.

## રાધાડેરી.

ચોકી પાસે સુવર્ણરેખા નદીમાં રાધાડેરી નામનું મંદીર છે, મંદીર શીખરબંધ બાંધેલું છે પાસે એક પાણીનો નાનો કુન્ડો છે. અહિં વડનગરા નાગર કોમની અવીવાહીત કુમારીકાઓ લગ્ન સાલમાં આગર નહાય છે. તેમજ પંચતીર્થી કરવા જનાર લોકો પણ અહિ પ્રથમ નહાય છે.

## મુચકંદ મહાદેવ.

આગળ ચાલતાં થોડે દુર જગન્નાથજીનુ દેવળ આવે છે. ત્યાંથી સુવર્ણરેખા નદીમાંથી સામીબાજુએ ડુંગરમાં જતાં મુચકંદ મહાદેવનું દેવળ આવેલું છે. આ દેવળ પુરાણું છે. ત્યાં એક નાની ગુફા છે. તેમાં મહાદેવની મુરતી બીરાજે છે. સતયુગમાં માનધતાં રાજાનો પુત્ર મુચકંદ હજાર વર્ષ સુધી લડાઇ કરી દૈત્યોને મારી પછી દેવતાઓના વરદાનથી રેવતાચળની ગુફામાં જઇ મુચકંદ સુઇ રહ્યો હતો, દ્વારપરમાં યાદવોએ પોતાના ગોર ગર્ગઋષિની નપુંશક શબ્દ વાપરી મશ્કરી કરી તેથી ગર્ગઋષિએ શંકરની તપશ્ચર્યા કરી યાદવકુળનો નાશ કરવા પુત્ર માટે વરદાન માગતાં તેને કાળયવન નામનો પુત્ર ઉત્પન્ન થયો. તે નારદની ઉશ્કેરણીથી મથુરામાં શ્રીકૃષ્ણ ઉપર ચડાઇ કરતાં કૃષ્ણ કાળયવનના ભયથી અહિં નાશી આવતાં વરદાન મેળવી સુતેલા મુચકંદ રાજાની બાજુએ છુપાઇ

જ્યે વસે આવેલો કાળયવન મુચકુંદને શ્રીકૃષ્ણ જાણી લાતના પ્રહારથી જાગૃત કરતાં મુચકુંદે ક્રોધ દૃષ્ટિથી તેની સામું જોયું તેથી તે બળવા લાગ્યો. મુચકુંદે શ્રીકૃષ્ણની સ્તુતી કરી કાળયવનને વરદાન આપવા વીનવતાં શ્રીકૃષ્ણે તેને વરદાન આપ્યું કે તેને હીન્દુ મુસલમાન બંને લોકો માનશે એવું વરદાન આપ્યું (હાલ તે દાતારના નામથી મનાય છે.

## શ્રી દામોદરજી કુંડ.

ત્યાંથી આગળ ચાલતાં દામોદરજી કુંડ આવે છે. આ કુંડને ઘાટ બાંધેલા છે તે ૨૭૫ ફીટ લાંબો અને ૫૦ ફીટ પહોળો છે. આ હિંદુઓનું મોટું તીર્થ છે. સ્થળ ઘણું રમણીક છે. અહિં દરવર્ષે હજારો યાત્રાળુ પરદેશથી આવી નાહી પવીત્ર થાય છે. (પાપથી મુક્ત) આ કુંડ ઉપર ભીમઅગીયારશ (જેઠ સુદી ૧૧) નો દીવસ તથા શ્રાવણ વદી ૮ (કૃષ્ણજયંતી) ને દીવસે પણ મેળો ભરાય છે. તેમજ શ્રાવણ વદી ૧૩—૧૪—૦)) (પ્રચી) ના દીવસોમાં મોટો મેળો ભરાય છે. આ તીર્થના અંદર મૃત્યુ પામેલાં માણસોના હાડકાં (ફુલ) દુર દેશાવરથી અહિં નાખવા આવે છે આ તીપ પર માજી દીવાન સાહેબ રાવબહાદુર હરીદાસ વિહારીદાસ નાડ્યાહના વતનીએ તેમની માતુશ્રીના પુન્ય પ્રાપ્તાર્થે પુલ બંધાવેલો છે.

## શ્રી દામોદરજીનાં મંદીર.

આ દેવાલયો દામોદરજી (દામાંકુંડ) ઉપર આવેલાં છે. તેને ફરતી દીવાલ અને મોટો મજબુત કોટ છે તેના અંદરથી શીખરબંધી જુના વખતનું બંધાયેલું વચોવચ શ્રીદામોદરજીનું મોટું દેવાલય છે. આગળ મંડપાકૃતીથી બાંધેલો ચોક છે તેમાં શ્રીદામોદરજી વીગેરેની મુરતી બીરાજે છે.

જોડમાં બીજું શીખરબંધી નાનું દેવળ છે તેમાં બળદેવજીની મુરતી બીરાજે છે. આ દેવાલયોની માલીકી ગીરનારા ગ્નાતિના બ્રાહ્મણોની છે અને તેની સેવા પુજા ગીરનારા બ્રાહ્મણો કરે છે ભાદરવી અમાસ (શ્રાવણ વદી ૦)) શીવરાત્રીનો મેળો મહા વદી ૧૧ થી માહા વદ ૧૪; ચૈત્રી પુનેમનો મેળો (ચૈત્ર સુદી ૧૧ થી ચૈત્ર સુદી ૧૫ સુધી) આ દીવસોમાં પરદેશી જાત્રાળુ પાસેથી શ્રીદામોદરજીની ડોઢી (દેવડી) ઉપર ધ્રુટો ૧ (અરધો પૈસો) જણ દીઠ ધરમાદા લેવાય છે.

## રેવતી કુંડ.

આ દામોદરજી કુંડની નૈરૂત્ય ખુણમાં રેવતી કુંડ નામનો કુંડ આવેલો છે. આ કુંડ રેવત રાજાની પુત્રી અને યાદવ બળદેવની સ્ત્રી રેવતીના નામથી તેનો બંધાવેલો કુંડ છે. ઉપર આમ્રવૃક્ષ આદીની લતાઓ આવેલી છે.

આ કુંડ હીંદુ ધર્મની બાંધણી મુજબ તીર્થ આકૃતિએ બંધાએલો છે. તેની અંદર ચોકેચોકમાં ગોખલાઓમાં હિંદુઓના દેવોની મુરતીઓ બીરાજે છે. યાત્રાએ આવનાર લોકો પ્રથમ આ કુંડમાં નાહી પછી દામોદરજી કુંડમાં નહાય છે.

## શ્રી મહાપ્રભુજીની બેઠક.

રેવતી કુંડ ઉપર આ શ્રીમહાપ્રભુજીની બેઠક અને મકાન આવેલું છે. આના અંદર વૈષ્ણવ લોકોને ઉતરવા માટે ધર્મશાળા છે.

જાત્રાળુ વૈષ્ણવોને માટે આ વિશ્રાંતિસ્થળ ઘણું વખાણવા લાયક છે. આ મંદીર અને મકાન ગુસાંઇજી મહારાજની હવેલીની માલીકીનું છે. દરસાલ કારતક શુદી ૯ ના રોજ અહિં અન્નકુટ ભરાય છે. તેના દર્શનાર્થે શહેરના લોકો ઘણા જાય છે.

આ શીવાય દામોદર કુંડ તીર્થની આસપાસ ધર્મશાળાઓ ફરાસી બાવાની જગ્યા, શીવાલયો વીગેરે હીંદુ ધર્મને લગતાં દેવાલયો આવેલાં છે ત્યાં આગળ પીત્રુને પાણી રેડવા પીપળા તથા તુળશી ક્યારો પણ છે.

## સોનાપુર.

ત્યાંથી થોડે દુર નજીકમાં પુર્વાદિ બાજુએ સોનાપુર (સ્મશાન) આવેલું છે. અહિં હીન્દુ લોકોના મૃત દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવે છે. આ સ્થળ શહેરના રહીશ મોઢ વણીક જ્ઞાતિના મંગ હરગોવીંદદાસ જીવણદાસ તરફથી બંધાવવામાં આવ્યું છે. તેની બાજુમાં હાલમાં મોટે ખર્ચે જુનાગઢના વત્ની હાલ મુંબઇ વસતા શેઠ ગીરધરલાલ ધારશીભાઇએ સઘળી સગવડવાળું નવું સ્મશાન બંધાવ્યું છે.

## બ્રહ્મેશ્વર મહાદેવ અને ખાખચોરો.

આ સ્થળની લગોલગ બ્રહ્મેશ્વર મહાદેવની જગ્યા આવેલી છે. તેમાં ત્રણ શીખરબંધી દેવાલયો છે; તેમાં મહાદેવની મુર્તી બિરાજે છે. તેની બાજુમાં ખાખચોરાની જગ્યા છે. આ જગ્યામાં ખાખી બાવાઓ રહે છે. તે જગ્યાધારી ખાખી બાવાઓનું સ્થાન છે, તેમાં રામચંદ્રજીની મુર્તી બીરાજે છે

## દુધેશ્વર મહાદેવ.

ત્યાંથી આગળ ચાલતાં વોકળા (નાની નદી) કાંઠા ઉપર આવેલી એકાંત જગ્યા ઉપર બંધાએલું મહાદેવનું મંદીર છે. નદીના કાંઠા ઉપર જંગલમાં આવેલું આ દેવળ ઘણું રમણીય લાગે છે.

## શ્રી ગીરનારજીની પરિક્રમા.

દુધેશ્વર મહાદેવની જગ્યા પાસેથી ગીરનારની પરિક્રમાએ જવાનો રસ્તો શરૂ થાય છે. ચોમાસાની ઋતુમાં આસપાસના ગામોના તેમજ બીજાઓ હજારો ટોળાબંધ શ્રીગીરનારજીની પરિક્રમાએ જાય છે. તેમજ બારે માસ પણ ઘણુ યાત્રાળુઓ ગીરનારના પરિક્રમાએ જાય છે. દુધેશ્વર મહાદેવથી ડુંગરમાં આ રસ્તો ચાલે છે તેમાં આગળ ચાલતાં પ્રથમ ઝીણા બાવાની મઢી આવે છે. તથા બાવાની જગ્યા છે. આ જગ્યા સુંદર ને રમણીય છે. ત્યાંથી આગળ ચાલતાં સરખડીઆ હનુમાનજીની મુર્તી બીરાજે છે. ત્યાં જોગી રહે છે. જગ્યા રમણીય ને સુંદર છે સ્થાન એકાન્ત સ્થળ ભજનને માટે સારૂ છે તે સ્થળે પરિક્રમા જનાર લોકો પ્રથમ મુકામ કરે છે. ત્યાંથી પરિક્રમાનું બીજું સ્થળ સૂર્યકુંડ નામે બાંધેલો કુંડ આવે છે. કુંડ હિન્દુ ધર્મ બાંધણીથી બાંધેલો છે. તે કુંડ ઉપર શંકરનું દેવાલય આવેલુ છે. ત્યાં અતીત બાવો રહે છે.

ત્રીજે સ્થળે માળવેલા નામથી ઓળખાતી જગા આવે છે ત્યાં ભેરવનું સ્થાનક છે. ભેરવની જગા છે. માળવેલા નામના વેલાના ઝાડો આ જગ્યોએ ઘણા છે તેથી આ જગ્યો માળવેલાના નામથી ઓળખાય છે. ત્યાં આગળ બાવો રહે છે. પરિક્રમાએ નિકળેલા લોકોની વિશ્રાન્તિ માટે આ સ્થળ લાયક છે. આ સ્થળે આંબાનું વન છે, વસંત ઋતુમાં આ સ્થળે વધારે આનંદ પ્રાપ્ત થાય છે.

આગળ ચાલતાં બોડીયાર માતાની જગો આવે છે. આ જગો રમણીય નથી. તેમ કોઇ પણ આશ્રમ નથી. ત્યાં કોઇ બાવો સાધુ પણ રહેતો નથી. સ્થળ ઘણું ભયંકર છે, એ ભાગમાં વૃક્ષ વિગેરે પણ નથી. ત્યાંથી ડુંગર ઉપર ચડવાની ટેકરી છે. ત્યાંથી નીચે ઉતરી રસ્તો શરૂ થાય છે, આ રસ્તેથી આગળ ચાલતાં નવાના

પાણીથી ઓળખાતી જગ્યા આવે છે ત્યાં પાણીનો મોટો ગુન્હો છે. આ ગુન્હામાં નલનું સાધન નથી પણ નાહરામ'થી પાણી આવે છે તેને લોકો નલનું પાણી કહે છે. ત્યાં હનુમાનજીની મુરતી છે. ત્યાર બાદ સાકરીયા આંબલી નામનું વૃક્ષ આવે છે. આ આંબલી મીઠી છે તેથી તે આંબાનું નામ સાકરીયા આંબલી પડેલું. ત્યાંથી થોડે દૂર ચોગીયો ગુન્હો આવે છે આ ગુન્હામાં પાણી બારેમાસ ઘણું ઉંડું રહે છે; એ ગુન્હામાં ઉપરથી પાણીની ધારા પડે છે.

જાત્રાળુની વિશ્રાન્તિ માટે ચોથું સ્થળ બોરદેવી જગ્યા આવે છે. આ સ્થળ ઘણું રમણીય છે અહીં માતાજીની મુરતી બીરાજે છે, તે ઉપર બોરડીનું વૃક્ષ છે તેથી બોરદેવીના નામથી આ જગ્યા ઓળખાય છે. સ્થળ રમણીક અને આનંદી છે ત્યાં વૃક્ષ ઘણી જાતના થાય છે. વનસ્પતી તાજી અને સારી અહીં બારે માસ મળે છે તેમજ અહીં લીંબુના વૃક્ષ ઘણાં છે તે ફળ ઘણાં સારાં થાય છે તેથી અહીંના લીંબુ વખણાય છે.

ત્યાંથી ગીરનારજીની તળેટીમાં અવાય છે. માર્ગમાં નસાયંબા ગીરની જગ્યા આવે છે તેમજ આગખુ નામનું આંબાનું વન આવે છે.

## ગીરનારની તળેટી

ભવેશ્વર તથા વસ્તાપત મહાદેવ અને મૃગી કુંડ.

આગળ ચાલતાં વિશ્વવિખ્યાત પવિત્ર ગીરનારની તળેટી આવે છે. અહિં ભવેશ્વર મહાદેવનું દેવાલય આવેલું છે. જોડમાં એક નાની વાવ છે. સામી બાજુએ એક પુરાણ પ્રસિદ્ધ વસ્તાપત મહાદેવનું દેવાલય આવેલું છે, આ મહાદેવ આ ક્ષેત્રના અધીપતિ તરીકે મનાય છે.

પાસે મૃગીકુંડ છે તેનો ઘાટ બાંધેલો છે તેમાં ન્હાવાનું મહાત્મ પ્રભાસખંડ તથા ગીરનાર મહાત્મમાં ઘણું વર્ણવેલું છે.

અહિં ૨ વર્ષ માઘ વદી ૧૧-૧૨-૧૩-૧૪ (શીવરાત્રી) ના રોજ ચાર દીવસ મોટો મેળો ભરાય છે તેમજ મેળો કરવા આવેલ માણુસોની સંખ્યા ૪૦ થી ૫૦ હજારની થાય છે.

ઘણે દુર દેશાવરથી લોકો મેળો જોવા ત્યાં આવે છે અને તમાશગીરો તથા દુકાનદારો વિગેરેની મેદની જોવા લાયક હોય છે.

## ભુવેશ્વરનુ તળાવ.

આ તળાવ ડુંગરની તળેટીમાં આવેલું છે અને તે સં. ૧૯૫૬ ના મહાન દુષ્કાળમાં ખોદાવવામાં આવ્યું હતું, અહિંથી પાણીનો નળ ગામમાં (જુનાગઢ) લાવવામાં આવેલ છે. તળાવ સાધારણ વિશાળ છે. આ તળાવનું પાણી ભારી છે, તેથી પીવાના કામમાં થોડું વપરાય છે.

## શ્વેતાંબરી દીગંબરી ધર્મશાળા.

આ ધર્મશાળા ગીરનાર ઉપર ચડવાના દરવાજા લગોલગ રસ્તાની સામાસામી બાજુએ બંધાયેલી છે ત્યાં હજારો જાત્રાળુ રાતવાસો રહે છે. ત્યાં ખાસ કરીને દુકાનદારોની સગવડતા સારી છે. આ ધર્મશાળાઓની અંદર દીગંબરી, શ્વેતાંબરી શ્રાવકોનાં મંદીર છે, તથા વાસણ, પાગરણ, પાણી વગેરેની સોઇ સારી છે.

અહિં અમદાવાદના રહીશ પ્રેમચંદ રાયચંદ તરફથી લાડવા મોહનથાળનું સદાવ્રત મળે છે એ ધર્મશાળા પણ તેમની બંધાવેલી છે. તથા બીજી ધર્મશાળા લખતરના કામદાર સંઘવી પુલાભાઇની બંધાવેલી છે.

અહીં વૈષ્ણવી સંપ્રદાયની કે બીજી ધાર્મીક ધર્મશાળાની ખાસ જરૂર છે કારણ કે શ્રાવક સીવાય બીજા અન્ય ધર્મ વાળાને એક પણ આવા ધર્મસ્થળમાં બીજું અહીં સાધન નથી.

# પ્રકરણ ૬ ઠું.

## ગીરનારી દરવાજો અને સરકારી ચોકી ચડાની વાત.

અહીં ડુંગર ઉપર જવાનો દરવાજો છે. અહીંથી ઉપર ચડવાનાં પગથીઆં શરૂ થાય છે. પગથીઆની કુલ્લે સંખ્યા ૧૦૦૦૦) દશ હજારની છે. આ પગથીયાં મરહુમ માજી દીવાન નડીયાદનીવાશી રાવબહાદુર હરીદાસભાઇએ લોટરી કાઢી બંધાવેલાં છે, અહિંથી છોકરાં તેડવા તથા ભાર ઉપાડવા મજુર સંખ્યાબંધ મળે છે તથા ડોલીગો પણ અહિં હાજર રહે છે. ડોલીનો દર સરકારશ્રી તરફથી નક્કી કરવામાં આવ્યો છે તે નીચે પ્રમાણેઃ—

નંબર ૧૫૩.

### જાહેર ખબર.

યાત્રાએ અથવા કામ પ્રસંગે ગિરનાર તથા દાતાર જતાં આવતાં ડોળીનો ઉપયોગ કરનારા માણસો પાસેથી દિવાન દફતર જા. નં. ૪૬ તારીખ ૨૪-૯-૧૮૯૬ અન્વય જે દરો લેવાય છે તેમાં તારીખ ૧-૯-૧૯૧૮ થી વધારો કરી નીચે પ્રમાણે દરો લેવાનું ઠરાવવામાં આવે છે માટે તે મુજબના દરે ડોળીવાળાઓને રકમ આપવા સમજવાનું છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | ભવાની વાવથી ગિરનારના કોટ સુધી જઇ આવતાં | રૂ. | ૩-૮-૦ |
| ,, | ,, ઉપર અંબાજી સુધી | ,, | ,, ૪-૪-૦ |
| ,, | ,, ,, ગોરખની ટુંક ,, | ,, | ,, ૪-૮-૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, કમંડલ | ,, | ,, | ,, | ૫—૮—૦ |
| ,, | ,, | ,, પાંચમી ટુંક | ,, | ,, | ,, | ૬—૪—૦ |
| ,, | ,, | ,, પથ્થરચટી તથા મહારાજ જગ્યા. | | | ,, | ૩-૧૨-૦ |
| ,, | ,, | ,, સેસાવન | ,, | ,, | ,, | ૪—૮—૦ |
| ,, | ,, | ,, હનુમાનધારા | ,, | ,, | ,, | ૫—૦—૦ |
| માર કુવેથી દાતારના ડુંગરે દાતાર | | | ,, | ,, | ,, | ૨—૮—૦ |

૨. સેસાવનમાંથી તળાટીમાં નવે રસ્તેથી પાછા આવે તો પણ ઉપરનો દર લાગુ સમજવો.

૩. ઉપરના દર એક સાંગની ડોળી એટલે જણ બેએ ઉપાડેલી ડોળીના સમજવા. બે સાંગની એટલે ચાર જણ ઉપાડી જાય, તેવી ડોળી માટેનો દર ઉપર લખેલા ભાવથી દોઢો ( એટલે રૂ. ૩—૮—૦ ને બદલે રૂા. ૫—૪—૦ ) એ પ્રમાણે ઠરાવવામાં આવે છે.

એક સાંગની સ્વારીનું વજન મણ ૩ થી ઉપરાંત હોય તો ચાર માણસ ઉપાડે તો દોઢી મજુરી આપવાની છે.

૪. છુટક રીતે એકવારીઓ દર એટલે ચઢાની વાવથી ગિરનારના કોટ સુધી લઇ જાય તો તેના રૂા. ૨—૦—૦ અને ગિરનારના કોટથી પાછી ઉતરે તો તળાટી સુધીનો રૂા. ૧—૮—૦ તથા સારકુવેથી દાતાર સુધીના રૂા. ૧—૮—૦ અને દાતારથી પાછી ઉતરે તો સારકુવા સુધીનો રૂ. ૧—૦—૦ એ પ્રમાણે ઠરાવવામાં આવે છે.

૫. ઉપલા દર સિવાય ડોળીવાળાને જણ ૧ એક પ્રત્યે ૦—૩—૦

દિવસ એકના ખોરાકના દેવા.

૬. ડોળીવાળાને પહાડ ઉપર એક દિવસથી વધારે રાખવામાં આવે તો ઉપર જણાવેલા દર ઉપરાંત જણ એક દીઠ રૂ. ૦—૮—૦ રોજના તથા ૦—૩—૦ ખોરાકના મળીને રૂ. ૦—૧૧—૦ પ્રમાણે આપવું તે દિવસોમાં ડોળીમાં બેસી પરચુરણ હરવા ફરવા જવા માટે જુદો દર લેવો દેવો નહિ.

૭. કોઇને જુનાગઢમાંથી ચઢાનીવાવ સુધી અથવા ચઢાનીવાવથી જુનાગઢ સુધી ડોળી જોઇતી હોય તે દરેક બાજુ તરફ જવાના રૂ. ૦—૧૨—૦ લેખે દર સમજવો.

૮. કોઇને જુનાગઢમાંથી સારકુત્રા સુધી અથવા સારકુત્રાથી જુનાગઢ સુધી ડોળી જોઇતી હોય તો દરેક બાજુ તરફ જવાના રૂ. ૦—૬—૦ લેખે દર સમજવો.

૯. કોઇને જુનાગઢથી ઠેઠ ગિરનાર તરફ ગમે તે ભાગમાં જવું હોય તો પહેલી કલમમાં લખેલા દર ઉપરાંત કલમ ૭ મીમાં બતાવેલો દર વધારે આપવો,

૧૦. કોઇને જુનાગઢથી ઠેઠ દાતાર સુધી જવું હોય તો પહેલી કલમમાં લખેલા દર ઉપરાંત કલમ ૮ મીમાં બતાવેલો દર વધારે આપવો.

૧૧. ઉપલા બંદોબસ્તમાં હરકત થાય તો તુરતજ નાયબ દફતરે જાહેર કરીને દાદે પહોંચવું. વખત ગયા પછી જાહેર કરે લક્ષ દેવાનું સરકાર મરજીપર રહેશે.

૧૨. સરકારી હુકમથી ડોળી લઇ જવામાં આવે તેનો દર જુદો સમજવો.

૧૩. ગિરનાર તથા દાતારના બધા રસ્તા સુધરી જઇ સીડી થઇ ગયેલ છે. એટલે ડોળીને હરકત કરતા નથી જેથી યાત્રાળુની મરજી વગર ડોળી ઉતારવી નહિ. જો ડોળીવાળાએ જબરાઇ-થી ઉતારેલ હોય તો દર કમી દેવો.

૧૪. ઇનામ યાને બક્ષીસ યાત્રાળુ ખુશીથી આપે તેને આ ઠરા-વથી બાધ નથી.

૧૫. પાંચમી ટુંકની ડોળી કમંડળ સુધી જતી અને તે પછી ડોળીવાળા કાંધ ઉપર બેસાડી ગુરૂદત્તાત્રયના પગલે લઇ જતા પણ હવે સીડી દુરસ્ત થતાં ડોળી ગુરૂદતાત્રય સુધી જાય છે તેથી તેનો સમાવેશ ઉપરમાં કરી દેવામાં આવ્યો છે એટલે ગુરૂદત્તાત્રયના પગલા સુધી ડોળી લઇ જવાનો દર છે.

સંવત ૧૯૭૪ ના ભાદરવા વદ ૧૨ વાર મંગળ, તા. ૧-૧૦-૧૮

H. D. Rendall, I. C. S.

એડમીનીસ્ટ્રેટર, જુનાગઢ સ્ટેટ.

અહિં એક વાવ છે તે ચડાની વાવના નામથી ઓળખાય છે. તે સીધરાજ જયસિંહની બંધાવેલી છે. આ જગ્યા ચડાની વાવના નામથી ઓળખાય છે.

## ગીરનારનો ચડા.

આ ગીરનાર ઉપર ચડતાં પહેલાં નીચે પ્રમાણે લેખ દ્રષ્ટિ-ગોચર થાય છે:—

ગીરનારના કાળા પથ્થરના બંધાયેલા પગથીઆઓ માટે લખવામાં આવેલા લેખની નકલ—

શ્રી ગીરનારના શીખર સુધી જતાં આ કાળા પથ્થરના પગ-થીમાં રૂ. ૧૫૦૦૦૦ ) ખર્ચ બંધાયેલાં છે.

આ કામ ઇસ્વીસન ૧૮૮૯ હીજરી ૧૩૦૭ સંવત ૧૯૪૫ માં શરૂ કરવામાં આવ્યું હતું અને ઇસ્વી. ૧૯૦૮ હીજરી ૧૩૨૬ સં. ૧૦૬૪ એટલે જુનાગઢના નવાબ સાહેબ આલીજાહ નેકનામદાર સર રસુલખાનજી બાબી બહાદુર જી. સી. એસ. આઇ. ના પરોપકારી રાજ્યના ૧૬ મા વર્ષમાં પુરૂં કરવામાં આવ્યું હતું.

તેને માટે નાણા મરહુમ દીવાન સાહેબ હરિદાસ બીહારી-દાસ સરદાર રાવબહાદુર બેચરદાસ બીહારીદાસે યોજેલી અને મરહુમ ડાક્ટર ત્રીભોવનદાસ મોતીચંદ શાહ ચીફ મેડીકલ ઓ-ફીસરની જાતની દેખરેખ નીચે ચાલુ રહેલી લોટરીમાંથી સંપાદન કરવામાં આવ્યાં હતાં.

પંડયા છગનલાલ હરિલાલ.
પુરૂષોત્તમ કાનજી ગાંધી.
સેક્રેટરી ગીરનાર લો. જુનાગઢ.

ત્યાર પછી પાંચ પાંડવોની ડેરી આવે છે તેમાં ચાર ડાબી બાજુએ અને એક જમણી બાજુ ઉપર આવે છે ત્યાંથી આગળ ચાલતાં જમણી બાજુ ( ચુના ) ડેરી આવે છે. પછી છોડીયા પરબનાં નામથી ઓળખાતી જગ્યા આવે છે.

બરજશ સાહેબના ગણીત પ્રમાણે આ ૪૮૦ ચારસો એંસી ફીટ ઉંચું છે. ત્યાંથી આગળ ચાલતાં વાલુની આંમલીના નામથી ઓળખાતી આંબલી આવે છે. આ જગ્યાએ કોઇ વાલુ નામની બાયડી રહેતી હતી, તે ઉપરથી વાલુની આંમલી એવું નામ પડેલું

છે. ત્યાંથી આગળ ચાલતાં વાંકી રાયણુ નામની જગ્યા આવે છે. ત્યાં આગળ પાણીનું પરબ બેસે છે. ત્યાંથી આગળ ચાલતાં જટા-શંકરની ડેરી આવે છે તે પછી ધોળી ડેરી નામે ઓળખાતી ડેરી આવે છે ત્યાં ચોમાસાના વખતમાં પાણીનો ઝરો વહે છે. આ જગ્યા જમીનની સપાટીથી એક હજાર ફીટ ઉંચી છે.

આગળ ચાલતાં કાળી ડેરીના નામથી ઓળખાતી ડેરી આવે છે ત્યાંથી ઉપર જતાં ભરથરીની ગુફા આવે છે. આ એક ભોંયરા જેવી ગુફા છે ત્યાં ( નાથજી ) નામનો બાવો રહે છે. ત્યાંથી થોડે દુર માળી પરબની જગ્યા આવે છે. આ જગ્યા ચડામાં મધ્યભાગની હોઇને જનાર આવનાર લોકોને વીશ્રાંતીનું મુખ્ય સ્થાન છે. અહિં સાધુ લોકોને દાળીયાનું સદાવ્રત મળે છે. જાત્રાળુને પાણીનું પુરતું અહિં સાધન મલે છે, પાણીની ટાંકીઓ અને ચસ્મા ( કુંડ ) બાંધેલા છે. આગળ ચાલતા કાઉસગ્યાનો પથ્થર આવે છે અને ત્યાંથી થોડે દુર હાથી પાણીના નામથી ઓળખાતો મોટો પથ્થર છે; ત્યાર પછી થોડે દુર ચડતાં ખબુતરી ખાણુ આવે છે તેમાં ખબુતર ઘણાં રહે છે ને તેમાં તેને રહેવા માટે કુદરતી રીતે બનેલા ખાડા જેવા ગોખલાઓ છે. ત્યાર પછી સુવાવડી પરબ આવે છે. ( ત્યાં જે જાત્રાએ આવેલ બાઇ હોય અને તેને તે વખત ઓધાન હોય તો ત્યાં નાળીયેર વધેરવા જાય છે ) અને તે પછી આગળ ચાલતાં પંચેશ્વર મહાદેવની જગ્યા આવે છે ત્યાં બાવા લોકો રહે છે. અહિં પાણીનુ સાધન યાત્રાયે આવનારને મળે છે. ત્યાંથી આગળ ચાલતાં થોડે દુર “ ગીરનારનો કોટ ” ના નામનો દરવાજો આવે છે તે કાળા પથરનો બંધાવેલો છે તેના ઉપર એક સુંદર ઝરૂખો ( ગોખ ) આવેલો છે.

## શ્રાવકનાં નેમીનાથનાં કોટનાં મંદીર.

અંદરનાં કોટમાં દાખલ થતાં જમણા હાથ ઉપર સંભવનાથજીનું ડેરૂં છે તેમાં સંભવનાથજીની પ્રતીમા છે, ત્યાં ચોકમાં સુરજકુંડના નામનો એક કુંડ છે. ત્યાં જાત્રાળુઓને નાત્રાની ગોઠવણ છે.

ડાબી બાજુએ નેમનાથજીનું મંદીર છે. તેના બહારના દરવાજા ઉપર એક લેખ નજરે પડે છે, તે લેખ બોંમ્બે રોયલ એશીયાટીક સોસાયટીના ચોપાનીયાંના પહેલા વોલ્યુમના પૃષ્ટ ૯૪ ની ફુટ નોટમાં જેકબ સાહેબે લખેલું છે કે આ લેખ સં. ૧૧૧૫ ના ચૈત્ર સુદનો છે આ લેખના ૯ મા શ્લોકમાં લખ્યું છે કે યદુ વંશમાં મંડલીક રાજા થયો તેનો પુત્ર નવઘણ તેનું નામ દશમા શ્લોકમાં છે, અગીયારમા શ્લોકમાં નૌઘણનો પુત્ર મહિપાળનું નામ છે, બારમા શ્લોકમાં મહિપાળના પુત્ર ખેંગારનું નામ છે, ત્યાર પછીના શ્લોકમાં જયસિંહ, મોગલસિંહ, મેલકદેવ, મહિપાળદેવ ને માંડલીકનાં નામો અનુક્રમે આવે છે.

દરવાજામા પેસતાં આગળ ચાલીએ ત્યાં ડાબી બાજુએ ચૌદ ઓરડાની ધર્મશાળા છે. આ શ્રાવક જાત્રાળુને ઉતરવાના ઉપયોગમાં આવે છે.

તે ચોક મુકયા પછી પુજારી અથવા ગોડીની ઓરડીનો મોટો ચોક આવે છે તેમાં થઇને નેમનાથજીના ચોકમાં જવાય છે. આ મુખ્ય દેવળ બાવીસમા તીર્થંકર શ્રીનેમીનાથજીનું છે તે ચોકના ગર્ભાગારમાં નેમનાથજીની શ્યામ મુરતી છે તેની આગળ અખંડ ઘીનો દીવો પ્રકાશે છે.

તેને આસપાસ ફરતી ભમતી છે તે અંદરની ભમતી કહેવાય છે. તેમાં તીર્થંકર યક્ષ યક્ષણી શમેતશીખર નંદીશ્વર દ્વીપ વીગેરે મર્વ મળી એકસો પંચોતેર મુરતી છે.

રંગમંડપમાં આડત્રીસ પ્રતીમા છે.

ગર્ભાગારમાં પાંચ છે.

એટલે બધી મળી ૨૧૮ પ્રતીમાઓ નેમીનાથના મંદીરમાં છે.

તેની જોડના રંગ મંડપમાં એક ગોળ ઓટલા ઉપર ચારસેં વીશ જોડ પગલાં છે.

તેની પશ્ચિમાદી બાજુમાં આરસના ઓટલા ઉપર બીજા પણ ૪૨૦ જોડ પગલાં છે. આ દેરૂં રતનશાહ ઓશવાળના નામથી ઓળખાય છે તેની પછવાડે પોરવાડ જંગમાલ ગોરધનવાળું પુર્વાદ્દા દ્વારનું દેરૂં છે તેમાં શ્રી આદેશ્વરજીની પ્રતીમાની પ્રતિષ્ટા સં. ૧૯૪૮ ના વૈશાક સુદ ૬ શુક્રવારે વિજયજીનેન્દ્રશુરીએ કરેલી છે તે દેરાની જમણી બાજુએ સતી સીરોમણી શ્રીરાજીમતીનાં પગલાંની દેરડી છે.

## અમીઝરા પારશનાથ.

વર્તમાન કાળમાં તીર્થંકરનું નામ પારશનાથ છે તે આ નેમીનાથજીની મોટી ભમતીમાં એક ભોંયરૂં છે. તેમાં પધરાવેલા છે. તેને અમીઝરા પારશનાથ કહે છે તેને પાણીનાં ટીપાં હમેશાં ટપક્યા કરે છે. આ ભોંયરામાં પેસતાં સામે રહનેમી તથા નેમીશ્વરની પ્રતિમા છે તેને જીવત સ્વામીની મુરતી કહે છે. દીવાની મદદથી ભોંયરાની ડાબી બાજુએ જઇએ તો એક દ્વાર આવે છે તેમાં થઇને એક નાના ઓરડામાં જવાય

છે. તેમાં નીચેના ભોંયરામાં ઉતરવાનાં પગથીયાં છે. તે પગથીયાં ઉતરીયે છીએ કે સનમુખ પારશ્વનાથની પ્રભાવીક મુરતી નજરે પડે છે. નેમનાથજીની મોટી ભમતીમાં બધી મળીને ૧૩૩ પ્રતીમા છે તથા અઢાર જોડ પગલાં છે. તેમાં મોટાં પગલાં શ્રીનેમનાજીનાં છે.

ગટોરગચ્છ.

( ધડી ધટુકો. )

ત્યાંથી આગળ ચાલતાં કાળા પથરનાં બાંધેલાં પગથીઆં આવે છે. ત્યાંથી નીચે ઉતરતાં ડાબા હાથે અદ્દલજી દાદા ઋષભ દેવજીની મુરતી પદ્માસને જોવામાં આવે છે.

શ્રાવક લોકો આ મુર્તીને ઉપરને નામે કેટલાકો ઓળખાવે છે. તેમાં કેટલાકો તેને ગટોરગચ્છ ( ધડી ધટુકો ) કહે છે તેની જોડે આગળ તીર્થંકરની મુરતીવાળો એક પીળો પથર છે. તેની સામે પાંચ મેરૂનું એક દેવળ છે. તેમાં જૈન સિદ્ધાંતનાં વર્ણવેલાં મેરૂ નામના પાંચ સુવર્ણનાં સાસ્વત પર્વતના આકાર છે, ચોમુખી એટલે ચારે બાજુ તરફ ચાર મુખવાળી ચાર પ્રતિમાઓ છે ચાર ખુણે ચાર મેરૂ અને પાંચમો મેરૂ મધ્ય ભાગે છે.

આ દેવળના ડાબી બાજુના બારણામાં થઇને મેરકવશીમાં જવાય છે. તેમાં મુખ્ય મંદીર બહારના મંડપમાં ખંડીત કરેલી ઘણી મુરતીઓ જોવામાં આવે છે.

મુળ નાયક—મુરતી સહસ્રફણી પારશ્વનાથની છે તેની આસપાસ બીજી સાત પ્રતિમાઓ છે. ભમતીમાં અઠ્ઠાવન પ્રતિમા છે. દક્ષિણ તરફની ભમતીમાં અષ્ટાપદ પર્વત છે તેમાં ચોવીસ પ્રતિમા છે ઉત્તર તરફની ભમતીમાં ચોમુખનું જોવા લાયક દેવાલય છે,

પંચમેરૂની વીશ પ્રતિમા ગણુતાં સર્વ મળી આ ટુંકમાં એકસો તેર પ્રતીમા છે. આ રંગમંડપની તેમ ભમતીના કોતર કામની કારીગરી વખાણુવા લાયક છે.

## સહસ્ત્રફણી પારશનાથનું દેરૂં.

આ દેરૂં જુનું અને જોવા લાયક છે, તેનો રંગમંડપ શોભાયમાન છે ત્યાં પુજા ભણાય છે. ત્યારે પુરૂષ વર્ગ નીચે અને સ્ત્રી વર્ગને ઉપર ગેલેરીમાં બેસી સાંભળવાની ગોઠવણ ઘણીજ સારી છે. તે દેવાલયમાં સહસ્ત્રફણી પારશનાથની પ્રતીમા છે. તેની આશપાસ ૨૫ પચીશ બીજી પ્રતીમાઓ છે. તથા ભમતીમાં ત્રણ દેરાશર છે તે બે દેરાશરમાં ત્રણ પ્રતીમા છે તેમજ ઉત્તર તરફના દેરામાં પાંચ પ્રતીમા છે. ત્યાં પાશાણુની ચોવીશી છે. તેમાં પણ પ્રતીમાઓ છે. કુલ મળી અહિં ૩૭ સાડાત્રીસ પ્રતીમાઓ છે. આ દેરૂં ગીરનારમાં ઘણું દુરથી નજરે પડે છે. તે દેરાની દક્ષીણાદી દેરીમાં અજીત નાથજીની પ્રતીમા છે. પશ્ચિમાદી દેરીમાં આદીનાથજીની મુર્તી છે. ઉતરાદી બાજુની દેરીમાં અજીતનાથજીનું બીંબ છે. આ દેરાંઓ શગરામ સોનીના નામથીજ ઓળખાય છે શગરામ સોની અકબર બાદશાહના વખતમાં પાટણ રહેતો હતો અને તેને અકબરશા મામો કહી બોલાવતા એમ કહેવાય છે.

## અભિનંદનનાં દેરાં.

કુમારપાળ સને ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી ગુજરાતનો રાજા હતો તેણે આ દેરાંઓ બંધાવ્યાં હોય એમ કહેવાય છે. તેને ફરતી વંડી છે. તેમાં ત્રણ દેરાં સાથે હારો હાર આવેલાં છે તેમાં વચલું દેરૂં મોટું અને ગર્ભાગાર છે ને તેમાં સામળા પારશનાથની

મુરતી છે, એક દેરામાં ગોળ સમવસરણમાં ચોમુખજીની મુરતી છે અને એકમાં ચોરસ ચોમુખજીની મુરતી એ દેરામાં સળીના પથ્થર વાપરેલા છે તે વસ્તુપાળ તેજપાળે પરદેશથી લાવી વાપરેલા હોય એમ કહેવાય છે, આ દેરાની વાંસે વસ્તુપાળ તેજપાળની માતાનું દેરૂં છે. તેમાં સંભવનાથની મુરતી છે.

## સંપ્રતી રાજાનું દેરૂં.

આ દેરામાં નેમીનાથની પ્રતીમા છે. રંગમંડપમાં ચક્રેસ્વરીની પ્રતીમા છે. તેમાં ત્રણ કાઉસ ગીયા છે. તેમાં એક ૫૪ ઇચ ઉંચો છે ને બીજો ૧૩ તેર ઇંચ ઉંચો છે. શીવાય મંડપમાં બીજી ૩૫ જીનેશ્વરી પ્રતીમાઓ છે ત્યાં એક વીમળનાથની મુર્તી છે. તે ૪૮ ઈંચની છે.

## શ્વેતાંબરનાં બીજાં દેવળો અને જોવા લાયક જગ્યાઓ.

આ શીવાય એક શંભવનાથનું દેરૂં છે. તેથી પાસે ગ્નાન વાવ નામની વાવ આવેલી છે. સામેનાં ગળનારામાં થઇને ચંદ્રપ્રભુજીના દેરાસરે આગળ જવાય છે. તે દેરામાં ચંદ્રપ્રભુજીની મુર્તી છે. તેની સામે એક માતાની મુરતી છે. તેમાં ૧૩૧૮ ની સાલનો એક લેખ છે આ માતાની મુરતી અને લેખ ઉપરથી જૈન શિવાય પ્રથમ આ બીજા હીંદુ ધર્મનું દેવાલય હોય એમ અનુમાન થાય છે, તે દેવળ મુકી જમણી તરફ જતાં મોટા મોટા લેખ આવે છે, તે હાલ વંચાય તેવી સ્થિતિમાં નથી ત્યાં આગળ બીજું એક શાન્તીનાથનું મંદીર છે. તેમાં નવ પ્રતીમા છે. જમણી બાજુની એક મુર્તીમાં કળશનું તથા ડાબી બાજુની મુર્તીમાં સસલાનું લાંચ્છન છે. તે દેવળની

બાજુમાં શાન્તીનાથનું બીજું દેરાળ છે તેની આશપાશ બે મુર્તી છે. તે દેરાંની પાસે ભોંયરામાં નેમીનાથની નવભવની પત્ની રાજી-મતીની ગુફા છે. તેમાં રાજીમતીની ઉભી મુરતી છે. તથા પડખે રહનેમીની નાની મૂર્તી છે. આ ગુફા રાજલ વેજલના નામથી ઓળખાય છે.

## દીગમ્બરી ( હુમડના ) દેવાલય.

કોટના દરવાજામાં પેસતાં જમણી બાજુએ આ દેવાલયો બંધાએલાં છે. તેમાં મોટું અને નાનું એમ બે દેવાલય છે. મોટું દેરાળ ઉત્તરદ્વારનું છે અને તેમાં અગીયાર જીન બીંબ છે. તેમાં મુખ્ય મુરતી નેમનાથની છે. તે મુરતી સં. ૧૭૪૯ ની છે; તથા બીજી મુરતી શાન્તીનાથની છે તેમાં ૧૬૫૫ ની સાલની છે તેનું દેરૂં પશ્ચિમાદી દ્વારનું છે, તેમાં બે બાજુએ પારશનાથ અને મધ્ય નેમી-નાથ એમ ત્રણ પ્રતીમા છે.

આ ડેરાની ઉંચાણમાં શીતળનાથની જગ્યા છે. મલવાળું દેરૂં મુકી આગળ રસ્તો લેતાં જમણી તરફ ચોમુખ ( ચોરીવાળું ) જીનાલય છે. પશ્ચિમ, દક્ષિણ, પૂર્વ અને ઉત્તરના બીંબોમાં અનુક્રમે ગચ્છપશશી, કમળ અને સ્વસ્તીકનાં ચિન્હ છે.

---

# પ્રકરણ ૭ મું.

---

## ભીમકુંડ.

કોટમાં પેસતાં ભીમકુંડ નામનો કુંડ આવેલો છે. તેમાં ડુંગ-રમાંથી પાણીનું ઝરણુ ત્યાં આવે છે તે કુંડ કોટથી થોડે દૂર

ચાલતાં દક્ષિણ બાજુમાં છે. આ કુંડ કાળા પથ્થરથી બંધાએલો છે ઉપર વૃક્ષની ઘટા છે. તેને ફરતી વંડી છે. આ કુંડ ભીમના પ્રહારથી પાતાળ ફોડી ભીમે પાણી કહાડેલું છે એમ ગીરનાર માહાત્મમાં તેનું વર્ણન આપેલું છે.

## હાથી પગલું.

ભીમ કુંડ ઉપરથી એક બારીને રસ્તેથી હાથી પગલે જવાય છે. અહિં એક નાનો કુંડ છે. તેમાં ગજપદ આકૃતિનો એક ગોળ પથ્થર પાણીની વચ્ચોવચ છે. તેનું મહાત્મ સ્કંધ પુરાણમાં એ ઇંદ્રના ઐરાવત હાથીએ અહિં પગ મેલી જગા કાઢેલું છે. તેમાં સ્નાન કરી દાનાદીક કર્મ કરવું તેવું લખેલું છે.

## સાતપુડો પહાડ.

કોટમાંથી થોડા ઉપર ચડતાં કોટનો બીજો દરવાજો આવે છે તેમાં થઇને ઉપર જતાં રાજલ વીજલની ગુફાની પાસે થઇ સાતપુડા પહાડ તરફ જવાય છે. આ જગ્યા ગીરનારની દક્ષિણાદી તરફ આવેલી છે. ત્યાં એક ગુફાની અંદર પાણીનું ઝરણુ બારે માસ વહ્યા કરે છે. કોઇ વખત થોડા વરસાદથી પાણીની ગીરનાર પર મહા તંગી પડે છે, ત્યારે લોકો ત્યાંથી પાણી લાવે છે. આ પાણી ઘણું સારૂં અને અનાજ પચાવવામાં ગુણકારી છે.

ક્ષય વીગેરે રોગવાળા અશક્ત માણસો ડાકટરોની ભલામણથી ગીરનાર ઉપર હવાને માટે રહે છે. તેને આ પાણી અને ચોમાસા સીવાયની હવા ઘણી માફક આવે છે. આ પાણી પહાડની અંદર પહાડના સાત પડમાંથી ફીલટર થઈ આવતું હોવાથી ઘણા સારા ગુણ ધરાવે છે અને તેથી આ પહાડનું નામ પણ સાતપુડો પડેલું છે.

## ગૌમુખી ગંગા.

આ જગ્યાએ એક મોટો કુંડ બાંધેલો છે તેમાં ડુંગરમાંથી પાણીનું ઝરણું આવે છે. તે ઝરણના મુખ આગળ ગૌમુખ આકૃતિ છે. તેમાંથી જળધારા આ કુંડમાં પડે છે તેને "ગૌમુખીગંગા" કહે છે. આ હીંદુઓના તીર્થનું સ્થાન છે. બીજી પણ હાલ એક બે ટાંકીઓ બંધાએલી છે. ત્યાં શીવાલયો છે, લોકોને ઉતરવાની સોઇ સારી છે, તેની બાજુમાં નાગર ગૃહસ્થ ગીરધરલાલ માધવરાયની બંધાવેલી ધર્મશાળા આવેલી છે, ને તે હાલ નાગરી જ્ઞાતિની દેખરેખ નીચે છે. આ જગ્યાએ ત્રભેટો છે અને ત્યાં અંબાજી, શંતદાસજી તથા કોટમાં જવાના એમ ત્રણ રસ્તા ભેળા થાય છે. ત્યાંથી અંબાજીની ટેકરી ઉપર ચઢવાનો ચડા છે. અંબાજીને દેરે જતાં રસ્તામાં સાચાકાકાની જગ્યા આવે છે ત્યાં આગળથી અંબાજીની ટેકરી ઉપર જવાય છે.

## શ્રી અંબાજી.

ગીરનારની સૌથી ઉંચી ટેકરી ઉપર આ મંદીર બંધાએલું છે. આ મંદીર કાળા પથ્થરની બાંધણાથી શીખરબંધી બંધાએલું છે. તેના આગળના ભાગમાં મંડપાકૃતિથી ચોક આવેલો છે. દેરામાં અંબાજી માતાની મુરતી બીરાજે છે. દેખાવ ભવ્ય અને ચિત આકર્ષિત છે. માતાજીના દર્શન કરવાને હજારો ગાઉથી લોકો અહિંઆ દર્શનાર્થે આવે છે. તેની માનતાઓ ચાલે છે. આ મંદીર અતીત સાધુઓની માલેકીનું છે તેનું ગામમાં સ્થાનક ભીડભંજન મહાદેવની જગ્યામાં છે, આ માતાજી પાસે નાળીયેર વધેરવા શીવાય હિંસ

હત્યા કોઇ પણ પ્રકારની થતી નથી, તેમજ માતાજીના મુરતી પાસે જ્યોતો (દીવા) અખંડ બળ્યા કરે છે.

આ ટેકરી ઉપરથી શહેરનો દેખાવ તેમજ આસપાસના ગામોનો દેખાવ ડુંગરોના ઢરાણુ ઉંચાણુ પ્રદેશ, પાણીના ઝરણા ને વનસ્પતિઓની ઘટાઓ જોવાથી માણસનું મન આનંદ પામે છે.

ગોરખનાથની ટુંક.

અંબાજીથી પાછળના ભાગમાં ઉતરતાં નીચાણના ભાગમાં ચોથી ટુંક આવે છે તે ઓઘડની ટુંકના નામથી પણ ઓળખાય છે.

ત્યાં ગુફામાં જતાં અંદર ગોરખનાથનાં પગલાં છે. ત્યાંથી આશરે ચારશે ફીટ નાચે ઉતર્યા પછી પાંચમી ટુંક શ્રી ગુરૂ દત્તાત્રયની આવે છે ત્યાં શ્રી ગુરૂ દત્તાત્રયનાં પગલાં છે. આ માર્ગે જવું ઘણું વીકટ પડે છે.

ત્યાંથી છઠ્ઠી ટુક ઉપર જતાં કમલકુંડ આવે છે. આ કુંડના નાચાણના ભાગમાં આશ્ચર્યકારક વનસ્પતિઓ થાય છે. તે રતન બાગના નામથી તેટલો ભાગ ઓળખાય છે. સુગંધીત વાળો વીગેરેના વૃક્ષો તેમજ ઘણી શોધે હાથ ન લાગે તેવી અમર ઔષધિઓ બારે માસ તાજી અને લીલી આ ભાગમાં મળે છે તેને માટે ઘણા વિદ્વાનો તેમજ વૈદો અહીં તેની શોધ કરવા માટે આવે છે. વિશ્વવિખ્યાત થએલી અને બચ્ચાંના સર્વ રોગ નાશકારક અમર ઔષધિની બનેલી અને યોગીના બતાવેલી "ગીરનારી બાળા ગોળીઓ"*

---

* આ ગોળીઓ જુનાગઢવાળા હરજીવનદાસ ન્યાલચંદને ત્યાં બને છે અને તેની કીંમત ગોળી ૨૦૦ ની ડબીનો ફક્ત રૂ. ૦—૮—૦ છે. પો. ખ. જુદુ પડશે.

આ રતન બાગની ઔષધિઓથી બનાવવામાં આવે છે. તેના સેવનથી બચ્ચાંના અનેક રોગો દુર થઇ કાન્તીવાન અને તંદુરસ્ત બને છે.

## કાળકાની ટુંક.

ત્યાંથી સાતમી ટુક ઉપર જવાય છે, આ માર્ગ ઘણોજ વીશમ અને અઘરો છે. આ જગ્યાએ કોઇ મહાપુરૂષો ( જોગીઓ ) કે મહા જોરાવર માણસોજ જઇ શકે છે. ત્યાં જવા માટે એવી દંતકથા ચાલે છે કે " બે માણસ જાય તો એક પાછું આવે છે " એ વાત સત્ય માનવા જેવી છે કારણ કે રસ્તો ઘણો વિકટ અને વિકાળ છે તેથી નુકશાન લાગવા સંભવ છે. એવું પણ કહેવાય છે કે ત્યાં અઘોરી બાવા પણ રહે છે. તે હિંસક પ્રાણીનુ સ્વરૂપ ધારણ કરી મનુષ્ય ભક્ષણ કરી જાય છે. એવા દાખલા કોઇ કોઇ વખતે બને છે, એમ કહે છે.

આ જગ્યાએ કાળકા માતાનું ભોંયરૂં છે અને તેમાં માતાનું ત્રીશુલ તથા મુર્તી છે.

આ ટુક આગળથી શ્રીગીરનારની પાછળના ભાગમાં ઉતરી જવાનો રસ્તો છે.

અહિંથી પાછા ફરતાં ગૌમુખીના દેવળ આગળ થઇ સંતદાસજી તથા આચાર્યજી મહાત્માશ્રીની જગ્યા તરફ જવાય છે.

## સંતદાસની જગ્યા.

આ જગ્યામાં ખાખીબાવા સંતદાસજી નામના સાધુ રહે છે. તેમજ ત્યાં રામચંદ્રજીનું ભવ્ય મંદીર છે તથા ધર્મશાળાઓ

છે. મુસાફર વર્ગને ઉતરવા માટે સોઇ ઘણીજ સારી છે તેમજ પાણી પાગરણુ વીગેરે ત્યાં આગળ મળે છે તેમજ રસોઇ કરી જમવા માટે ઠામ વાસણુ પણુ મળી શકે છે તેમજ આ જગ્યા હવાલાયક અને મનોહર છે અને ત્યાં દાલીયા વીગેરેનું સદાવ્રત આપવામાં આવે છે.

## ભૈરવજપનો પથ્થર.

સંતદાસજીની જગ્યા પાસે આ ભૈરવજપ નામનો મોટો પથ્થર આવેલો છે. તેની નિચાણુનો ભાગ ઘણોજ ઉંડો છે. તેથી ત્યાં પથ્થર ઉપર કોઈ જઇ શકતું નથી પહેલાંના વખતમાં જેને આત્મઘાત કરવો હોય તે, તે પથ્થરપર ચડી પડતુ મુકતા તેથી તેણે ભૈરવજપ ખાધો એમ કહેવાતું " હાલ પણુ ઉતાવળ કરનાર કોઇ પણુ લોકોને ભૈરવજપ ખામાં એવી કહેવત કહેવામાં આવે છે."

## આચાર્યજીની જગ્યા ( પથ્થર ચટી )

રામાનુંરાજ સંપ્રદાયના આચાયજીની આ જગ્યો સંતદાસજીની જગ્યાની પુર્વાદી બાજુએ નીચાણુમાં આવેલી છે. અહીં શ્રી રામચંદ્રજીનું મંદીર છે. જગ્યા આચાર્યજી સંપ્રદાયના સાધુ લોકોની માલેકીની છે અને ત્યાં પણુ પાણો પાગરણુ વગેરે તથા ઠામ વાસણુ રસોઇ કરવા માટે મળી શકે છે, ત્યાં ધર્મશાળાઓ તેમજ ઉતરનાર માણુસની સારી સંભાળ લેવામાં આવે છે અને ત્યાં ખીચડીનું સદાવ્રત દેવામાં આવે છે. અહિંથી ઉતરી " ગેબી નામના રસ્તેથી તલાટીમાં અવાય છે, ત્યાં નીચે લખેલા સ્થાન આવે છે.

## શેશાવન.

આ જગ્યામાં બાબીબાવા સાધુ રહે છે. ત્યાં આંબા, વાંસ

તથા બીજા અનેક જાતના વનસ્પતિઓના ઘાડી ઝાડો છે. અહિં આવતાં રસ્તામાં એક સીતામઢી નામની જગ્યા આવે છે.

## ભરતવન.

આ જગ્યામાં આંબાનાં વૃક્ષો ઘણાં છે, અને જંગલી પશુ પક્ષ જેવાં કે વાંદરાં, વાઘ, વરૂ, મોર, ઇત્યાદી જંગલી જનાવર પણ રહે છે ત્યાં આગળ એક રામચંદ્રજીનું મંદીર છે. ત્યાં બાવો રહે છે. આ જગ્યા મનોહર, સુંદર અને એકાંતને માટે સર્વથી શ્રેષ્ટ છે તેમ પાણીની સગવડ સારી છે. ત્યાં એક સુંદર બગીચો છે. તેમાં લીંબુનાં વૃક્ષ ઘણાં છે, અને તે ફળો ઘણાં સારાં અને વખાણવા લાયક છે.

## લાખાવન.

આ જગ્યામાં આંબા તથા બીજી ઘણી જાતની વનસ્પતીઓ ને વાંસના ઘાટાં જંગલો છે.

## હનુમાનધારા.

ત્યાંથી હનુમાનધારા તરફ જવાય છે. આ જગ્યાએ હનુમાનજી-ની મુરતી છે અને તેના મુખારવીંદમાંથી પાણીની જળધારા વહે છે ત્યાં બાવા સાલે રહે છે, અને ઝાડી પણ ઘણીજ છે. પાછા ત્યાંથી ફરતાં સેશાવન આવીને તલાટીમાં આવવાનો રસ્તો છે તે માર્ગ ઘણો વિકટ છે તેથી તેનું નામ “ ગેબી માર્ગ ” એવું નામ પડેલું છે.



શ્રી ગણેશાય નમઃ

# ગીરનાર કલ્પનું ગુજરાતી ભાષાંતર.

શ્રીગીરનાર કલ્પ લીખ્યે તે ૐ નમઃ શ્રી સરસ્વતી શ્રીગીરનાર પ્રષ્ટવા દામોદર માયનાશનં સુવર્ણ રેખા જલપીત્ત્રા પુનરજન્મ નવીધ્યતે—હેમાચળનાં રેવતાચળ, આદશતપુત્ર, મેરૂની શોભા સરીખા છે. તેમાં ગીરનાર પર્વત સર્વથી શ્રેષ્ટ છે. કોઇ દેવતા ગિરનાર વીના શીધપદ પાળતા નથી જે કોઇ શ્રીગીરનાર સાધન કરે તો ઘેરથી ચાલવું ત્યારે જટાશંકર મહાદેવનું ધ્યાન ધરવું, શંકર કેવા છે. નંદીપર ચડયા છે, ભસ્મ ધારણ કરેલ છે, વાઘચર્મ ધારણ કરેલ છે સરપનો હાર પહેર્યો છે. વામઅંગે ઉમીયા છે. શ્રીગણપતી વીરભદ્ર સંગે રહ્યા છે. ભાલે ચંદ્રમા છે. એવા સ્વરૂપનું ધ્યાન કરી ચાલવું પ્રથમ ઇંદ્રેશ્વર જવું ત્યાં ગણપતિનું પુજન કરવું રકતચંદન પુષ્પ રતી કરણનાં ફુલ ધુપ ગોગનો કરવો. પછી શીવ પુજન કરવું પંચામૃતે તાંદુલ શ્રીફળ સહીત પંચાક્ષર મંત્ર ૧ાા લક્ષ કરવો. ગણપતિ ગાયત્રી લક્ષ ૧ા કરવી પછી ત્યાંથી ઉજવલ મુખ ક્ષેત્રપાળ પુજવા ત્યાં દુધપાક કરવો પંચામૃતે પુજન કરવું પછી દુધપાકના ચાર ભાગ કરવા એક ભાગ જોગીનો બીજો ક્ષેત્રપાળનો, ત્રીજો ભૈરવનો અને ચોથો પોતાને જમવો. ત્યાં નાગમંત્ર લક્ષ ૧ કરવો તેમની જીંબલી નાગ મહાવીર્ય મારૂતભક્ષતો દીશીમહાસીધીદાતારસ્ય ક્ષેત્ર પાળ સમન્યાૅ વૃતમઃ ત્યાં થકી પશ્ચીમ દીશાએ ભૈરવ છે. ત્યાં જવું ત્યાં દીન સાતમાં મંત્ર લાખ ૧ાા જપવો તે મંત્ર ૐ ભૈરવાય શીવાય

રૂપાય ઇશ્વરીકૃપાય નમઃ ત્યારે શ્વાન પ્રગટ થઇ માર્ગ દેખાડે ત્યાં મુચકુંદ જવું. પંચાક્ષર મંત્ર લાખ ૧ કરવો. પંચામૃતે પુજન કરવું પછી રેવતી કુંડ અને દામોદર કુંડમાં નહાવું તેથી અઘોર પાપ દુર થાય. ત્યાં પરમેશ્વરનુ પુજન કરવું ત્યાં બ્રહ્મા પ્રસન થઇને દેવ ચક્ષુ આપે ત્યાંથી ચાલવું તે અસ્વથામા પર્વતે જવું તે હેઠે વૃક્ષત્રણ ૩ છે. તેની છાયા અવિચળ છે. તે ક્ષીર વૃક્ષ છે. તે નીચે બેસી પંચાક્ષર મંત્ર લાખ ૧ જપવો એટલે દેવ ચક્ષુ થાય દેવતાના વૈમાન આવતાં દેખાય નાલગીરી પર્વતના ભાગ ૩ ત્રણ છે. ત્યાં સદા જોગી રહે છે. તે ચારભુજાના છે. ત્યાં માસ એક રહેવું પ્રાણાયામ એક હજાર આઠવાર કરવો. (જપવો) ત્યારે સ્વર્ગમાં જવાની ગતી થાય, ત્યાંથી શેવાંવન જવું ત્યા જોગી ૩ જુગના રહે છે. ત્યાં દુધીયા વેલા છે. ત્યાં ગ્રંથકુંડ છે, સ્વતઃ પ્રકારની બુટીઓ છે. તેણે કદી કોઢ, પત, બેન, જલંધર, સનેપાત, વાઇ, ભ્રમના, એટલાં મટે ત્યાં હેમ રૂપાની બુટીઓ છે. ત્યાં શક્તિ બીમારી કાંકરી છે તેણે મૃત્યુ સંજીવન થાય તે લઇને સુખમના પર્વતે જાવું ત્યાં લીંડી જેવી કાંકરી છે ત્યાં પાશાણુ થેપલી છે ત્યાં રજ વીભુતી છે. તે ધાતુમાં નાખે એટલે સોનું થાય ત્યાંથી વીજીત પર્વતે જવું ત્યાં વૃક્ષનો પત્ર તાંબા વરણું છે. તે પત્રનો રસ આંખમાં આંજન કરે તો પૃથ્વીમાં દ્રવ્ય દાટેલું નજરે પડે ત્યાંથી સીધમના પર્વત જાવું ત્યાં સીદ્ધ ૩ છે. તે સીદ્ધ પાસે નારાયણાત્મનો મંત્ર લાખ ૧૧ જપવો તે મંત્ર ઓમ નારાયણનમહાયઃ મંત્ર જપવો.

પછી ત્યાંથી પુર્વ દીશાએ માતા કુંડ છે તેમાં નહાવું પછી સુર્ય કુંડ છે તેમાં નહાવાનુ તેમાં નહાવાથી બુદ્ધિ ઘણી આવે ત્યાંથી

ઉત્તર દીશાએ એકસોને પંદર હાથ ઉપર એક ગુફા છે ત્યાં એક માસ ધ્યાન કરવું ત્યાં ત્રીગુણનાથ શીત્ર છે. તેનું પુજન કરવું તે દીયે પછી ગુફામાં પ્રવેશ કરવો. ત્યાં ચોક મહા સુંદર છે તેમાં મણીનો પ્રકાશ છે. ત્યાંથી નવસેં કદમને હાથ ત્રીસ ઉપર નવસ્થાન રહે છે તે ગુફા ઘણીજ પોલી તેમાં સનાથ અપાર છે. તેમાં દર્શન કરતાં પાર ન આવે. ત્યાંથી બીજી ભોમ છે ત્યાં પાર્વતી રહ્યાં છે તેનું દર્શન કરતાં ચોગણી આયુશ થાય. ત્રીજે ભોમે શીવજી રહ્યા છે તેનુ દર્શન કરતાં લાખ લાખ વર્ષનું આયુષ થાય. ચોથી ભોમે બ્રહ્મા રહ્યા છે. તેનું દર્શન કરતાં જુગ પર્યંત આયુષ થાય. પાંચમી ભોમે વિષ્ણુ રહ્યા છે તેનું દર્શન કરતાં ચાર યુગનું આયુષ થાય. છઠ્ઠી ભોમે શેશ રહ્યા છે તેનું દર્શન કરતાં દશ જુગનું આયુષ્ય થાય. સાતમી ભોમે પરમાત્મા રહ્યા છે તેનું દર્શન કરતાં અમરકાયા થાય.

**શ્રી ગીરનાર કલ્પ સમાપ્ત.**